શ્રી જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા – પુસ્તિકા નં. ૮

# મજૂરોને માર્ગદર્શન

★

ગાંધીજી

★

ભિક્ષુ અખંડાનંદની સંસ્થા
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨

★

સંવત ૨૦૦૧ :: પ્રત ૨૧૦૦

ત્રણ આના

## સંપ્રાહકોને

મજૂરોના આર્થિક તેમ જ રાજકીય હકોની લડતો કરવા માટે જ મજૂર મહાજનોની સ્થાપના કરવામાં આવે છે એવી સામાન્ય પ્રચલિત લોકમાન્યતા છે પરંતુ પૂ. ગાંધીજીએ આ અંગે સાવ જુદી જ—ક્રાંતિકારી દૃષ્ટિ આપણી સમક્ષ રજૂ કરી છે. હકોની માગણી જો ઢાલની એક બાજૂ છે તો હકો પરત્વે ઊભી થતી ફરજોનું જવાબદારીપૂર્વક પાલન કરવું એ ઢાલની બીજી બાજૂ છે: તેથી તેમણે મજૂરો મહાજનોની સ્થાપના કરે અને તે મારફત પોતાના હકો માગે તે સાથે જ પોતાની જાતની—કુટુંબની અને પોતાના સમાજની આંતરિક સુધારણા કરવાના કાર્ય પ્રત્યે એટલું જ બલ્કે વધુ ધ્યાન આપે એવી સલાહ હમેશ આપ્યા કરી છે. તેમણે કહ્યું છે તેમ—'મહાજન સ્થાપવાનું મોટામાં મોટું કારણ અને કામ તમને પોતાને તમારી ખરી હાલતનું ભાન કરાવવાનું છે અને તે હાલતમાં સુધારા કરવાના રસ્તા બતાવવાનું છે.' આ આંતરિક સુધારણાનું કાર્ય ભારે મહત્ત્વનું છે અને તે તરફ મજૂરભાઈઓ અને મજૂરોનું કાર્ય કરતા મજૂરસેવકોનું સતત ધ્યાન રહે એ આવશ્યક છે. મજૂરોના હકોની લડતો પ્રત્યે લક્ષ આપવા સાથે જ મજૂર-જીવનની આ બાજુનો પણ વિકાસ કરવા આ પુસ્તિકા સહુને પ્રેરશે એવી અમને ઉમેદ છે.

જેટલે અંશે મજૂરો પોતાની આંતરિક સુધારણા કરી લેશે તેટલે અંશે તેમનાં મહાજનો વધુ મજબૂત, શુદ્ધ અને સંગીન બનશે અને સરવાળે મજૂર ચળવળનો વધુ સાચો વિકાસ થશે.

આ પુસ્તિકા શ્રી જમનાદાસ ભગવાનદાસ ટ્રસ્ટ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી છે. 'નવજીવન' તથા 'હરિજન'માંનાં પૂ. ગાંધીજીનાં વ્યાખ્યાનો તથા લેખો નવજીવન કાર્યાલયની સંમતિથી ઉતાર્યાં છે.

મજૂર મહાજન,
અમદાવાદ,
તા. ૨૦-૪-૪૫

શ્રી જમનાદાસ ભગવાનદાસ ટ્રસ્ટ

# અમદાવાદના મજૂરોને

[ અમદાવાદના મજૂરોની સભામાં અપાયેલું વ્યાખ્યાન ]

આ વખતે તમારી સભા જોઈને મને અત્યંત આનંદ થાય છે. તમારી હાલતનો જે ટૂંકો હેવાલ ભાઈ ગુલઝારીલાલે સંભળાવ્યો છે તે તમે બધા ભાઈઓએ અથવા તમારામાંથી ઘણા ભાઈઓ જે નજીક બેઠા છે તેમણે સાંભળ્યો હશે.

## મજૂરોની જવાબદારી

એ હેવાલની અંદર આપણે બે વસ્તુ જોઈએ છીએ. એક તો મજૂરનું મહાજનમંડળ સ્થાપવામાં રહેલા ફાયદા, અને તેની સાથે મહાજનમંડળ સ્થપાયા છતાં પણ હજી રહેલી અનેક પ્રકારની તકલીફો અને મુશ્કેલીઓ. તમે જેટલી પ્રગતિ કરેલી છે, જેટલા સુધારા તમે કરી શક્યા છો, તેને માટે તમને ધન્યવાદ ઘટે છે. જેમ એક મજૂર ભાઈએ ઊભા થઈને તમને સંભળાવ્યું તેમ એ સુધારાને માટે તમે પોતે જ જવાબદાર છો અને તે જ રીતે જેટલી ત્રુટિઓ, મુશ્કેલીઓ અને મુસીબતો રહેલી છે તેની જવાબદારી પણ તમારી ઉપર જ છે. મિલમાલિકોની ફરિયાદો કરવી, ખામીઓ બતાવવી એ સહેલું છે. પણ જ્યારથી તમારા પ્રસંગમાં હું આવ્યો છું, તમારી ઓળખાણ મેં કરેલી છે, ત્યારથી હું તમને સંભળાવી રહ્યો છું કે જે જે મુસીબતો મજૂરો ઉપર પડે, તેને માટે પહેલા મજૂરો જ જવાબદાર છે. અને જો કે મહાજનમંડળ સ્થાપવાનું એક કારણ એ છે કે તમારી ફરિયાદો માલિકો પાસે એકઠા થઈ તમે લઈ જઈ શકો અને સુધારણા કરાવી શકો; તે છતાં

**મહાજન સ્થાપવાનું મોટામાં મોટું કારણ અને કામ તમને પોતાને તમારી ખરી હાલતનું ભાન કરાવવાનું છે, અને તે હાલતમાં સુધારા કરવાના રસ્તા બતાવવાનું છે.** તમારામાં સચ્ચાઈ હોય, તમે શરાબ, દારૂ ન પીતા હો, તમે બધા સાફ દિલ થઈ રહેતા હો, એક બીજા સાથે વઢવાડ ન કરતા હો, તમે વ્યભિચાર ન કરતા હો, તમે જુગાર ન ખેલતા હો તો એની અસર મિલમાલિકો ઉપર પડે એ દેખીતું જ છે; તેમ જ બીજા ઉપર પણ પડ્યા વગર ન રહે.

## દોષો કાઢી નાખો

હમણાંજ તમે સાંભળી ગયા કે તમને વેપારીઓ પાસેથી ૨૦૦ કે ૪૦૦ ટકા વ્યાજ આપીને પૈસા ઉધાર લેવાની ગરજ પડે છે. વિચારનો સવાલ એ છે કે તમને આટલો પગાર મળતા છતાં પણ તમારે કરજ કેમ કરવું પડે? તમારાથી ઓછા પગાર મેળવનારા જેમ તેમ કરીને સુખેદુઃખે પેટ ભરે છે, ત્યારે તમે વધારે પગાર મેળવતા છતાં કરજ કરતા જોવામાં આવો છો. એમ કેમ હશે? એનો જવાબ હું નહિ આપી શકું, તમે જ આપી શકો. મને તમારા જીવનનો અનુભવ છે એટલે હું પણ આપી શકું. તમે કેમ કરજદાર બનો છો તે હું જાણું છું, પણ તે મારે જણાવવાની જરૂર નથી. એ તમારું કામ છે. તમારાં ઘર તમે સાફ કરો, તમારા દોષો કાઢી નાખો.

## ફરિયાદોનો નિકાલ કેમ થાય?

રિપોર્ટમાં ફરિયાદ કરેલી છે કે જે જે સુધારા કરવાનું મિલમાલિકોએ કબૂલ કર્યું હતું, તે સુધારા નથી થયા. હું જેલમાં હતો તેના પહેલાં પાણી, માંડવા, પાયખાનાં, વિ૦ ના

થયેલા ઠરાવો મુજબ હજુ સુધી સગવડો નથી થઈ શકી, તેથી તમારી સાથે હું પણ ફરિયાદ નોંધાવવા ઇચ્છું છું. તમારી સાથે મને પણ દુઃખ થાય છે પણ એનું કારણ તમે જ છો. તમારામાં જેટલી શક્તિ હોય, તેટલા પ્રમાણમાં જ મહાજન અધિકારીઓ ફરિયાદોને બળ આપી શકે, એવો દુનિયાનો કાયદો છે. દરેક ઠેકાણે મનુષ્ય સ્વભાવ એવો જ છે તેથી તમે સુધારા કરી શક્તિ મેળવો. મિલમાલિકોના દોષો કાઢી, ગાળો આપીને, ડરાવીને સુધારા ન કરાવી શકો. તમારો પગાર ઓછો થયો. તમે ઇચ્છો છો કે તમે વધારે પગાર લો. હું પણ ઇચ્છું છું કે તમારો પગાર એથી પણ વધો. તમારા જ એક પ્રતિનિધિએ કહ્યું કે અત્યારે માલિકોની શક્તિની બહારની વાત છે. વેપાર મંદ થઈ ગયો છે. આવા વખતમાં કેટલીક મિલો નભી શકે નહિ તે શક વગરની વાત છે. એ બાબતમાં સરકાર સાથે મિલોને ઝગડો કરવાનો રહ્યો.

## ઉદ્યોગ પ્રત્યે વફાદારી

તમે મિલોમાં કેવળ મજૂર નથી. તમે મિલોની હસ્તીને સારુ જવાબદાર છો. જ્યારે માલિકો ઉપર ભીડ આવી પડે, જ્યારે માલિકોને નફો ઓછો રહે, અને વેપાર ઘણી મુશ્કેલીથી ચલાવી શકે ત્યારે તમારો ધર્મ છે કે વધારે પગારની તમે આશા ન રાખો. હું એવો પણ સમય કલ્પી શકું છું કે વફાદાર નોકર પોતાના માલિકની વગર પૈસે સેવા કરે અને કહે કે તમારે મુંઝાવાની જરૂર નથી. જ્યાં સુધી અમે જીવતા છીએ ત્યાંસુધી મિલને બંધ નહિ થવા દઈએ અને પગાર વગર કામ કરીશું.

## અવિશ્વાસ કાઢો

એ સમય દૂર છે એ હું જાણું છું. તમારાં મન દુભાયેલાં છે. તમને ગેરઇન્સાફ થયેલો છે, એનો હું પોતે સાક્ષી છું. મિલમાલિકોને તમારા ઉપર ચોકીદાર રાખવા પડે છે. એ નથી ધારતા કે ઓવરસિયર વગર મજૂર કામ કરશે. આ અવિશ્વાસ કાઢવા—તમારા પ્રતિનિધિ તરીકે, તમારા મિત્ર તરીકે, તમારા જેવા મજૂર તરીકે—તમારી ઉપર હું બોજો મૂકું છું. તમે ભિખારી છો, હું પણ ભિખારી છું એટલે માલિકોની ફરજ કરતાં મારી ફરજ શું છે, તમારી ફરજ શું છે એ હું વધારે સમજી શકું. જે સુધારાની હું તમારી પાસેથી આશા રાખું છું તે સુધારા તમે કરો, અને એક પણ ઓવરસિયર રાખવો ન પડે ત્યારપછી મને આવીને પૂછજો કે હજી પણ અમે માલિકોને કેમ વશ નથી કરી શક્યા? અમારી સ્થિતિ કેમ સુધરી નથી? મને ખાતરી છે કે એવો પ્રશ્ન પૂછવાપણું જ નહિ રહે. બંને પક્ષ મહાજન સાધી રહ્યું છે. તમારી વતી ફરિયાદો કરવાનું બહારનું અને અંદરનું કાર્ય મહાજન કરી રહ્યું છે.

## સભાસદો કેમ ઘટ્યા?

ભાઈ ગુલઝારીલાલે તમને સંભળાવ્યું છે કે હાલ મહાજનમાં જેટલા સભાસદો છે તે ૧૯૨૨ કરતાં ઓછા છે. તેનું શું કારણ? શું મહાજનના અધિકારીઓ ઉપરનો વિશ્વાસ તમે ખોઈ બેઠા છો, કે શું અનસૂયાબહેને તમારી ચાકરી ઓછી કરી છે કે તમે અધીરા થઈ ગયા છો?

## હડતાળમાં જવાબદારી કોની?

હડતાળમાં તમે હારેલા જણાયા તેમાં કોનો દોષ? તમે

જોઈએ તેટલું લડી ન શકો, તમારામાં અશક્તિ હોય, તેમાં તમારો દોષ. તમે શાળખાતાની ૨૩ દિવસની હડતાળ વખતે કબૂલ કર્યું હતું કે હડતાળમાં પાછા પડીએ તેમાં અમારો દોષ. હડતાળ કરવાની અને તેને ચલાવવાની જવાબદારી તમારી છે. હડતાળ કેમ ચલાવવી તેના કાયદા તમને સંભળાવવામાં આવેલા છે. હડતાળ ચલાવવી કાંઈ જેવી તેવી વાત નથી. હડતાળ કરવી અને કર્યા પછી હારવું નહિ. મજૂરો ઘણી જગ્યાએ હારી ગયા છે એ હું જાણું છું. જ્યાંસુધી હડતાળના સિદ્ધાંતો નહિ સમજાય ત્યાંસુધી હારશે જ પણ એ કોણ કરી શકે ? તમે જ કરી શકો, તમે જ શક્તિ મેળવી શકો. આટલું સંભળાવ્યા પછી હું તમને વિનવું છું કે, મહાજનમાં દાખલ થાવ. તમે જોયું છે કે મહાજન મંડળમાં દાખલ થવાના ફાયદા ઘણા છે, અને એથી પણ વધારે મળે એમ હું ઇચ્છું છું. પણ વધારે મેળવવા એ તમારા હાથની વાત છે. મારે કહેવાનું મેં પૂરું કર્યું છે.

[ 'મજૂર સંદેશ' તા. ૧૨-૯-૨૫ ]

## પ્રતિનિધિ મંડળમાં મહાત્માજી

તા. ૬-૯-૨૫ ને રોજ સવારે સાતવાગે મજૂર મહાજનના સંયુક્ત પ્રતિનિધિ મંડળની એક ખાસ સભા થઈ હતી. આ સભાનો હેતુ મહાત્માજીની આગળ મજૂરોની ફરિયાદો રજૂ કરવાનો અને તે સંબંધી સલાહ મેળવવાનો હતો. લગભગ ૧૦૦ ઉપરાંત પ્રતિનિધિઓએ આ સભામાં હાજરી આપી હતી.

શરૂઆતમાં ત્રાંસલખાતા તરફથી ભાઈ કચરાભાઈ તેમ જ

કાનજીભાઈએ તેમના ખાતાના મજૂરોની ફરિયાદો મહાત્માજીને સંભળાવી હતી. તેમણે જણાવ્યું હતું કે પંચના ચૂકાદાઓનો અમલ બરાબર રીતે મિલોમાં થતો નથી. મહાજન તોડવાના પ્રયાસો મિલો તરફથી હજુ પણ થાય છે. પ્રતિનિધિઓને પણ ખરાખોટા ગુના કાઢી બરતરફ કરવામાં આવે છે. તાર તૂટવાનું પ્રમાણ ઘણું વધી ગયું છે. લગભગ સઘળી મિલોમાં તારની વધારા પડતી તૂટને લીધે મજૂરો બહુ હેરાન થાય છે. પાણી, માંડવા વગેરે સંબંધી પણ બરાબર વ્યવસ્થા થઈ નથી.

ત્યારબાદ શાળખાતા તરફથી ભાઈ અકબરખાંએ જણાવ્યું હતું કે તેમની મુશ્કેલીઓ પણ થ્રોસલ ખાતાના કારીગરો જેવી જ છે. કારીગરોને સૂતર ખરાબ મળે અને પરિણામે તાર બહુ જ તૂટે છે. કેટલાક માણસોને માથે ૫ થી ૧૦ વાર જેટલું કાપડ આવે છે. સાઈઝીંગને લીધે પણ મુશ્કેલીઓ ઊભી થાય છે. તેમણે છેવટે જણાવ્યું હતું કે, મહાત્માજીના આગમનને લીધે સૌ સારાં વાનાં થઈ રહેશે.

ફ્રેમ ખાતા તરફથી ફરિયાદ કરવામાં આવી હતી. પહેલાના કરતાં 'હેન્ક' ઓછા ઊતરે છે અને તેથી પગાર ઓછા પડે છે.

મહાત્માજીએ જવાબ વાળતાં જણાવ્યું હતું કે:

### શક્તિ કેળવો

હું તમને સંતોષકારક જવાબ આપી શકવાનો નથી. મેં તો ૨૩ દિવસની શાળખાતાની હડતાળ વખતે આ જવાબ આપી દીધો જ હતો. આપણે બીજાની ખોડ કાઢીએ તેના પહેલાં આપણી પોતાની ખોડો કાઢીએ. તમે તમારી ખોડો કાઢવાના ઉપાયો માગ્યા હોત તો મને વધારે સારું લાગત. આપણને આપણો વાંક વસતો નથી. તમારામાં શક્તિ હોત તો ત્રણ

વર્ષ પહેલાં પાણી, માંડવા, પાયખાનાં, વિ. સંબંધી જે ઠરાવો થયા હતા તેનો અમલ પૂરો કરાવત. તમને રાશી રૂ આપવામાં આવે છે એમાં તો માલિકોનો પણ સ્વાર્થ રહેલો છે.

પણ જો તમારામાં શક્તિ આવી જાય તો આ બધાં દુઃખ ૨૪ કલાકમાં જ નીકળી જાય. આજે તમે અશક્ત છો, તમારામાં પૂરી હિંમત નથી એટલે જેટલી ચાંપ ચઢાવવી જોઈએ તેટલી આપણે ચઢાવી શકતા નથી. તમે ગાળો શું કામ ખાવ છો? એ ગાળો આપનારા તમારા જેવા જ નોકરો છે ને? તમો ગાળો ખાઓ છો એટલે તેઓ ગાળો દઈ શકે છે. તમે એમને કહી દો કે અમે ગાળો નહિ ખાઈએ. એટલે તમે પોતે જરાક વધારે કેળવણી લો, અક્ષરજ્ઞાન લો એમ હું ઇચ્છું છું. તમારું કર્તવ્ય શું છે તે તમે સમજો. મારા ઉપર કે બીજાઓ ઉપર આધાર ન રાખો. અમે તો ચિઠ્ઠીના ચાકર છીએ. તમે નહિ કરો તો અમે શું કરી શકીએ? તમારી શક્તિ મુજબ જ અમે કામ કરી શકીએ. સુધારો નથી થતો તેનું કારણ તમારી જ અશક્તિ છે જેવાં આપણે તેવા શેઠિયાઓ. મહાજનનો ખરો હેતુ લડીને લઈ લેવાનો નથી પરંતુ આપણે સુધરીને, શક્તિ વધારીને લેવાનો છે. જો કે લડવાનું તો છે જ. આટલું તો તમે મલકાઈ ન જાવ તેને માટે મેં કહ્યું. જેટલું તમે કર્યું છે તેને માટે તમને મુબારકબાદી ઘટે છે. તમારા કામમાં તમે વધારો કરજો. **સુધારાનો આધાર તમારી શક્તિ ઉપર છે** એટલે તમારી શક્તિ વધારો, સુધારા કરો. માલિકોની મહેરબાનીથી કેટલા દહાડા મહાજન નભે? 'તાકાત મેળવવા માટે શું કરવું.' એ સવાલના જવાબમાં મહાત્માજીએ જણાવ્યું કેઃ

## બીજું સાધન

આખા હિંદુસ્તાનમાં ફરતાં મને દિવસે દિવસે વધારે લાગતું જ જાય છે કે દરેક માણસે કમાણીને માટે બીજું સાધન રાખવુંજ જોઈએ. પછી ભલે તમે વણવાનું શીખો કે સુતારનું શીખો. **જે માણસની પાસે બે સાધનો નથી હોતાં તે ગુલામીની સ્થિતિમાં જ વસે છે.** પછી તે વકીલ હોય તો પણ શું? એક વકીલ મારી પાસે આવેલો તેને પણ મેં સલાહ આપેલી કે પાયખાનું સાફ કરો કે વણવાનું કરો. જો માણસ રેંટિયો, પીંજણ, કે શાળ લઈ બેસી જાય તો તે સહેલાઈથી દસ આના કમાય. આવો માણસ જો બરતરફ થાય તો તરત ઘેર જઈ ધંધો શરૂ કરી શકે. શહેરમાં વધુ સારી સગવડો હોય તો જ તમે ઘરબાર છોડી આવો.

'આ બધી વસ્તુઓ માટે મજૂરોમાં નથી કેળવણી કે નથી તેમને જોઈતી સગવડો,' એવું મહાત્માજીને કહેવામાં આવતાં તેમણે જણાવ્યું કેઃ

## સાચી કેળવણી

કેળવણી એટલે અક્ષરજ્ઞાન નહિ પણ જોઈતી હિંમત. કેળવણી એટલે આળસ છોડવું. મહાજને આને માટે માણસોને તૈયાર કરવા જોઈએ. આવા દશ સ્વતંત્ર મજૂરો હશે તોપણ બસ થશે, તેમાંથી મહાજન વધારે ખીલશે. એમ તો છે જ નહિ કે આપણે આવાં પગલાં એકાએક લઈએ પરંતુ આપણે આ વસ્તુનો વધુ વિચાર જરૂર કરીએ અને વાતાવરણમાંથી જેટલું હાલ લઈ શકાય એટલું લઈ લઈએ. આ દિશામાં કામ કરે જ છૂટકો.

[ 'મજૂર સંદેશ,' તા. ૧૦-૧૦-૨૫ ]

૨૫૨૫૭

# મહાજનનો અર્થ

[અમદાવાદના મજૂર મહાજનના સંયુક્ત પ્રતિનિધિમંડળ સમક્ષ અપાયેલું વ્યાખ્યાન]

આ વખતે આપણે પેલા ઝાડની નીચે બધા મજૂરભાઈઓની સભા કરવાને બદલે અહીં પ્રતિનિધિભાઈઓની સભા કરી છે. તેનાં કેટલાંક કારણોમાં હું પણ એક કારણ છું. એક વર્ષ સુધી કોઈ પણ જગ્યાએ બહાર ન જવું એ પ્રતિજ્ઞાનું પાલન કરવા પ્રતિનિધિ ભાઈઓને અહીં બોલાવ્યા, અને રિપોર્ટ વાંચ્યો. આપણે હરવખત મોટી સભાની સાથે પ્રતિનિધિ મંડળની સભા પણ કરવી જ જોઈએ. એથી ચર્ચા થઈ શકે અને સુખદુઃખની વાત પણ શાંતિથી કરી શકાય; જેમકે આજે અહીં ખર્ચની બાબતમાં તમારામાંથી એક ભાઈએ સવાલ ઉપાડયો હતો. હું તો આ બાબતનો ભોમિયો છું. મને જાહેર કામ કરતાં ૩૫ વર્ષ થયાં અને હું ઘરડો થયો. મેં ઘણી સંસ્થાઓ ચલાવી છે, અને તેના હિસાબ પાઈએ પાઈના મેં રાખ્યા છે. તે છતાંએ કોઈ વખતે કાંઈ રહી પણ જાય, અને માણસ હજાર વસ્તુઓ યાદ રાખે એવું તો કાંઈ બને જ નહિ, એટલે કોઈને કોઈ શંકાઓ ચાલી આવે. આનો એક જ જવાબ આપી શકાય, તમારા હિસાબો બરાબર રહે છે અને ખર્ચ પણ તમારા ઠરાવો મુજબ જ થાય છે. હિસાબ જોવાનો તમારો ધર્મ તમારે બજાવવો જ જોઈએ. તમારું જે કામ કરે છે તે પૈસા લેતા હોય કે ન લેતા હોય પણ તે તમારા નોકર છે. જે સેવા કરતા હોય તેમણે તો બેવડા અને સારા હિસાબ રાખવા જોઈએ, જેથી તેઓ પોતાના અંતરને,

ઇશ્વરને અને બધાને સારી રીતે જવાબ આપી શકે. તમે ઠરાવ પસાર ન કર્યાં હોય તે ખરચ નહિ થાય. તમે ઑફિસે જઈને હિસાબ જોઈ શકો છો.

## પૈસાનો સદુપયોગ

એક ભાઈએ જુદા જુદા ખાતાનું ખરચ કેમ અંકાય છે તે પૂછ્યું છે. એ વિષે હું જાણતો નથી (અહીં મહાજનના મંત્રીએ જણાવ્યું હતું કે આવકના પ્રમાણમાં બધું ખર્ચ ફાળે નાખવામાં આવે છે અને જે ખાસ ખર્ચ હોય છે, તે તે ખાતામાં નંખાય છે) આ તો બરાબર વાત છે. પણ ધારો કે એક ખાતામાં વધારે આવક થઈ અને બીજામાં ઓછી થઈ તો તમારામાં વધારેમાં વધારે સબળો હોય તે નબળામાં નબળાને મદદ કરે. મજૂર સંઘ એનું જ નામ કહેવાય. **સબળા નબળાને મદદ કરે જ.** સબળા એટલે પૈસાદાર માણસો, મજૂર એટલે નબળા ઉપર ચઢી ન બેસે તે માટે તો આપણે મજૂર મહાજન ચલાવીએ છીએ. આપણે નબળા સબળાની પાસે ન્યાય લેવા જનાર જ એવો વિચાર ન કરીએ, કે એક ખાતામાં વધારે પૈસા આવ્યા હોય તો ત્યાં ખર્ચ વધારે થાય અને ઓછા આવ્યા હોય તો ત્યાં ખર્ચ ઓછું થાય. પણ મહાજનમાં તો આવક મુજબ ખર્ચ થાય છે એ તો સીધું થઈ ગયું. પણ મેં કહ્યું તેમ તમે નબળાને મદદ કરતા હો તો તમને ધન્યવાદ. કેટલાક ખર્ચ સંબંધી એમ બને છે તેને માટે મારી તમને મુબારકબાદી છે અને જ્યાં ન બનતું હોય ત્યાં યે એમ બનાવો. પણ એ કાંઈ એક સેવકનું કામ નથી. તમે આટલા બધા રૂપિયા નિશાળમાં કેમ વપરાય છે? એમ પૂછો છો. પણ તમે તેના

મુખતિયાર છો, પણ સાથે સાથે એ પણ કહી દઉં કે, તમે નિશાળમાં આટલા પૈસા ખર્ચો છો તેમાં કંઈ વધારે કરતા નથી. નિશાળથી તો તમારું, તમારાં છોકરાંનું ભલું જ થવાનું છે. એમાં જે પૈસા ખરચાશે તે ઊગી નીકળવાના છે, અને તેનો બદલો તમને ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે મળવાનો છે. સારી સંસ્થા એ જ કહેવાય કે જે પૈસા કમાય અને ખર્ચી નાખે. એનો અર્થ એ નથી કે તમારે પૈસા ઉરાડી નાખવા. સારા ખર્ચમાં પૈસા વાપરવાનું આવડવું જોઈએ. આપણે પૈસા વ્યાજ કમાવવા કે બેંકમાં જમા કરાવવા ઓછા ભેગા કરીએ છીએ? બહુ પૈસા ભેગા થશે તો તેનો સદુપયોગ તમે નહિ કરો તેથી મારી તો સલાહ છે કે, જેટલા પૈસા ભેગા કરીએ તેટલા ખર્ચી નાખો. તમે જેટલા પૈસા નિશાળમાં કે ઇસ્પિતાલમાં ખર્ચો તેટલા થોડા છે. દારૂ છોડવાના અખતરાની પાછળ જેટલા પૈસા ધારો તેટલા ખર્ચી શકો છો. તમે દારૂની બદી કાઢવા કલબો કાઢો, હોટલો કાઢો અને લોકો સારા થાય તેવું સમજાવી શકે એવા માણસો રાખો. આમાં પૈસા ખરચવાનો તમારે માટે પ્રસંગ છે.

## બોનસની વાત કેમ ન કરી?

આ વખતે પણ આપણે બોનસની વાત નથી કરી કારણકે મિલોની પાસે એટલા પૈસા નથી. મેં તો પગારનો વધારો ઘરોની ચાલીઓમાં વપરાય એવી સલાહ આપી છે. પણ એ ઘૂંટડો તમને હજુ ગળે નથી ઊતર્યો–તે હું જાણું છું. હું તો કહું છું કે જો તમારી **પાસે પૈસા હોય તો મકાન બનાવવામાં ખરચો.** આ કામમાં કંઈ આપણે પૈસા થોડા ફેંકી દેવાના છીએ? આમાંથી તો આપણો આત્મા સુધરે, આપણાં શરીર સુધરે.

## આત્મબળ ઉપર આધાર રાખો

દારૂ વિષે વધારે ભાર દઈ કહેવા હું ઇચ્છું છું. દારૂની **બદી જ્યાંસુધી નીકળી નથી ત્યાંસુધી આપણા કપાળમાં કાળી ટીલી છે.** તમે જેટલો પગારમાં વધારો મેળવી શક્યા છો તેટલી તમારામાં શક્તિ વધી નથી. એક ભાઈએ કહ્યું કે, મિલવાળા ખિસ્સાના કાયદા મજૂર આગળ ફાવે ત્યારે ધરે છે. તેનો ઈલાજ તમારી પાસે છે. મિલમાલિક વધુ પગાર આપી મહેરબાની કરી દે તેમાં તેનું ભલું થાય. તેમાં તમારું ભલું નથી થતું. હું જાણું છું કે તમારો પગાર વધ્યો છે. જો એનો ઉપયોગ દારૂમાં તમે કર્યો હોય તો તેમાં આપણું શું ભલું થયું? આપણે તો ઊલટા બગડ્યા. આપણે પગાર વધારાવીએ તો તે આપણા બળથી. તમારા આત્મબળ ઉપર તમે આધાર રાખો. તમારામાં દોષો હોય તે કાઢો. માંડવાની વાતને તો જમાનો ગુજરી ગયો. પાણી તમને સારું ન મળે, તમારે માટે માંડવા ન હોય તો તેમાં તમારો જ વાંક હું કાઢવાનો. આજે જ માંડવા થઈ શકે, આજે જ પાણી સાફ મળી શકે, જો તમારામાં આવડત હોય તો. આપણે નખરાં કરીએ, નાગા થઈએ, મારફાડ કરીએ તો કાંઈ આ ઓછું તમને મળવાનું હતું? તમારી માલિકીની મિલ હોય એમ જ સમજી તમે કામ કરો. તમે કામમાં ચોરી ન કરો તો બધું મળી રહે.

## મહાજન તમારું સ્વરાજ

હું તો સ્વરાજની બાબતમાં પણ આમ જ કહું. મહાજન તમારું સ્વરાજ જ છે. સ્વરાજ નથી મળતું તે સંબંધી હું પોકારી પોકારીને કહું છું કે તમારી નબળાઈ મટાડો. સ્વરાજમાં

દારૂનાં પીઠાં નહિ હોય....સ્વરાજમાં દૂધનાં પીઠાં હશે અથવા ખાવા જેવી ચીજોને માટે ગોઠવણ હશે. (અહીં એક જણે કહ્યું હતું કે કામ થઈ શકે તેટલું કરીએ ત્યારે પૈસા કાપી લેવામાં આવે છે એટલે બહુ કામ કરવાથી શો ફાયદો?) આ ભાઈ કહે છે કે વધુ કામ કરવાથી શો ફાયદો? હું કહું છું તમે તમારા પગાર શા માટે કાપવા દો છો? તમે કહો કે આ તમારી નોકરી રહી. મજૂર વધારે પૈસા ઘેર લઈ જાય તેમાં તમને શો દ્વેષ થાય છે, એમ કહો. (અત્રે એક ભાઈએ કહ્યું કે, અમે આમ કહીએ તો અમારામાંના જ એક ઉપર ચાર જણ પડવા તૈયાર હોય છે.) આપણામાં સંપ નથી; એટલે જ હું કહું છું કે, આપણું ભણતર કાચું, સમજણ ઓછી, સંપ ઓછો. આપણે એક બીજા ઉપર પડીએ છીએ, આપણામાં દ્વેષ છે. આ તો કથરોટ કૂંડાને હસે એવી વાત થઈ. આપણામાં સંપ નથી, એટલે શું આપણે કામની ચોરી કરીએ? બધા સંપ નથી કરતા તેમાં શું? તમે વિચારો કે, હું એકલો આખો રહીશ. પગાર કાપે તો આપણે મક્કમ રહીએ. આપણે એકલા હોઈએ તોપણ આપણે સાચા અને સારા હોઈશું તો એકમાંથી હજાર થશે.

## ખર્ચ ઘટાડવાની યુક્તિ

આવું મહાજન હિંદુસ્તાનમાં બીજે કયાંય નથી પણ એમાં આપણે અભિમાન કરવાનું કારણ નથી. ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન. આપણે એરંડા સમાન છીએ. આપણું વૃક્ષ વડ જેવું મોટું થયું નથી. આપણું ધ્યાન તો વડવૃક્ષ થવા તરફ હોવું જોઈએ. એરંડાની માફક આપણે સંતોષ લઈએ એમાં શું?

એક ભાઈએ ખર્ચ ઘટાડવા કહ્યું: હું તો ખર્ચ ઘટાડવા હજાર યુક્તિઓ બતાવું. તમે નિશાળમાં પૈસા આપો, ઇસ્પિતાલમાં આપો અને તમે એમ ધારતા હો કે તમારા પૈસામાંથી ચાલે છે તો તમે 'મજૂર સંદેશ'માં પૈસા તો આપો જ. આ ખર્ચ મને તો ખટકે છે. જે મફત મળે તેની કિંમત આપણને નથી હોતી, તે હું સારી પેઠે જાણું છું. તમે પૈસો પૈસો આપોં તોયે આ ખર્ચ બચી શકે. જ્યાં ખર્ચ બચી શકે ત્યાં બચાવવું એ આપણો ધર્મ છે. ન બચાવાય તેમ હોય ત્યાં બે હાથે ખર્ચો. તમે છાપાંને હજી પણ વધારે શણગારો. તમે આ છાપું વાંચો અને વિચારો. આ કંદોઈને ઘેર ગયા અને તેના ખોરા ગાંઠિયા લીધા ને એક પૈસો નાખી દીધો. એમ તો ઘણા પૈસા બચે. 'સંદેશ' ચાલવા દો પણ તેનું ખર્ચ આ રીતે આપો. પૈસા આપણી પાસે વધુ એકઠા થશે અને તમે ચઢશો ત્યારે સાર્વજનિક કામ માટે પણ વાપરશો.

## છોકરાંને સુંદર ખાદી પહેરાવો

તમારા મંત્રીએ તમને કહ્યું કે, નિશાળમાં આવતાં છોકરાંઓને પૂરતું પહેરવાનું હોતું નથી. તેઓને પહેરવાનું હોવું જ જોઈએ. તમારાં છોકરાં શોભવાં જ જોઈએ. સુંદર ખાદી પહેરીને તેઓ નિશાળમાં જાય તેને માટે તમને અભિમાન હોવું જોઈએ. તમે એમ નહિ કહો, કે અમારી મિલનું કાપડ જ અમે પહેરીશું. માન્ચેસ્ટરની ઓરતો કંઈ માન્ચેસ્ટરનાં જ કપડાં પહેરે છે? તમારા માટે આ કપડાં થોડાં છે? તમે તમારી ઓરતે કાંતેલું પહેરો, તમારાં છોકરાંને સુંદર કપડાં પહેરાવી નિશાળમાં મોકલો, તમારામાં કેળવણી વધી છે; રાત્રિશાળાઓ

વધી છે, તમે હજી પણ વધારે કેળવણી લો, પુસ્તકાલયનો વધુ ઉપયોગ કરો. નકામા વાચન માટે વખત ગાળો એમ હું નથી કહેતો પણ તમે **સારું વાંચો અને વિચારો.** પછીથી તમારે શેઠની ખુશામત કરવા જવાપણું નહિ રહે. તમે ઝાઝા છો એટલે સબળા, પણ તમારામાં સમજ ઓછી એટલે નબળા છો, અને એથી જ તમને દોકડા ઓછા મળે છે.

### મહાજનનો અર્થ

મહાજન તમારામાં સમજ આવે તે માટે છે. મહાજનનો અર્થ એ છે કે, મહાજનની વાડમાંથી કૂદીને કોઈ ન જઈ શકે પણ એ કાંઈ ફરજ પાડીને ઓછું થઈ શકે? એ તો રાજીખુશીથી કરવાની વાત રહી. તમારા મહાજનનો પ્રભાવ જ એવો પડે કે, કોઈ મહાજનની વાડ કૂદીને જાય જ નહિ. તમે ઇચ્છો તો બહુ થઈ શકે અને તમે જેના પ્રતિનિધિ છો તેમની પાસે પણ તમે ઘણું કરાવી શકો.

['મજૂર સંદેશ' તા. ૨૫-૧૦-૨૬]

## "મારા સ્વપ્નાનું સ્વરાજ એ ગરીબોનું સ્વરાજ છે"

[બુધવાર, તા. ૧૧-૩-૩૧ના રોજ સાંજના સાડાસાત વાગે પૂજ્ય ગાંધીજીએ અમદાવાદના સમસ્ત મિલમજૂરોને ઉદ્દેશીને નીચેનું પ્રેરણાત્મક અને મનનીય ભાષણ આપ્યું હતું.]

### એક ખેદજનક બનાવ

આજનો આપણો કાર્યક્રમ શરૂ થાય, તે પહેલાં એક અત્યંત ખેદકારક બનાવ બની ગયો છે, તે વિષે મારે કંઈક કહેવું એ મારું કર્તવ્ય છે. જ્યારે આજે હું સ્ત્રીઓની સભામાંથી પાછો

ક્યોં તે વખતે અત્યંત ભીડ હતી. સ્ત્રીઓ ઉભરા જતી હતી અને અંદર કરતાં બહાર વધારે ભીડ હતી. તેમાં પુરુષો પણ એટલા બધા હતા, કે આવવા-જવાની જરાયે જગ્યા નહોતી. હું બહાર ગયો ત્યારે થયેલા ઘસારામાં પાંચ-સાત બહેનોને વધતી-ઓછી ઇજા થઈ.

તેમાંનાં એક બહેન આપણા શહેરના પ્રતિષ્ઠિત શહેરી શ્રી. મૂળચંદભાઈનાં ધર્મપત્ની છે. તેમને સખત ઈજા થઈ છે અને માનવામાં આવે છે કે તેઓ કદાચ બચી પણ ન શકે. આપણે તો ઈશ્વર પાસે પ્રાર્થના કરીએ કે એમને સારું થઈ જાય, અને તેઓ ભયથી વિમુક્ત થાય. આવા બનાવો બનશે કે આવી મોટી ઈજા થશે તેની કોઈએ કલ્પના પણ કરી નહોતી. જ્યારે લાખો માણસો ભેગા થાય અને કોઈ પ્રકારનું નિયમન કે શાંતિ ન હોય, છતાં પણ ઓછામાં ઓછા અકસ્માતો થાય એ ઈશ્વરની કૃપા જ છે એમ આપણે માનવું જોઈએ. આથી મને દુઃખ તો થાય જ. આવો એક અકસ્માત આલમોડામાં થયો હતો. એ વખતે મને દુઃખ થયું હતું કે આવી સભાઓ ન જ થાય, કે તેમાં જવાનું હું માંડી વાળું તો કેવું સારું? પણ શાંત થતાં એમ લાગ્યું કે **આપણે તો પડતા આખડતા આગળ ધપવાનું છે.** એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે આપણે નિયમન શીખી મોટામાં મોટી જંગીમાં જંગી સભામાં શાંતિ રાખીશું અને લોકો મર્યાદા જાળવશે.

## આદર્શ સભા

એવા પ્રકારનો આદર્શ તમે અત્યારે બતાવ્યો છે. આટલા બધા મજૂરભાઈઓ અને બહેનો હોવા છતાં સભામાં શાંતિ

છે. સારા ઉચ્ચ ગણાતા લોકોની સભામાં પણ આવી વ્યવસ્થા અને શાંતિ જોવામાં આવતી નથી. તમારી વ્યવસ્થા માટે હું તમને ધન્યવાદ આપું છું. જ્યારે દશ વર્ષ પહેલાં તમારો પહેલો પરિચય થયો ત્યારના તમે ક્યાં અને આજના ક્યાં ? હું તમારો વિચાર કરું છું ત્યારે મારું હૈયું ઊભરાઈ જાય છે. હું પરમેશ્વર પાસે માગું છું કે તમારી ને મારી વચ્ચે જે ગાંઠ બંધાઈ છે તે વધારે દૃઢ બને તથા તમે એમ માનતા થઈ જાવ કે તમારી અને મારી વચ્ચે કશા પ્રકારનો ભેદ નથી. હું શ્રીમંતોમાં ફરું છું, શેઠિયાઓનું સ્વાગત પણ મર્યાદામાં રહીને સ્વીકારું છું, પણ **મારું મન હમેશાં તમારામાં જ વસે છે.** ઈશ્વર પાસે મારો મોટામાં મોટો આગ્રહ એ રહે છે કે તમારાથી મને છૂટો ન પાડે. તમારી સેવા કરતાં મરું એવી મારી પ્રાર્થના છે.

## ગરીબોનું સ્વરાજ

તમારા નિવેદનમાં તમે સાવ યથાર્થ કહ્યું છે કે મારા સ્વપ્નાનું સ્વરાજ એ ગરીબોનું સ્વરાજ છે. જે સગવડો રાજા મહારાજાને ભોગવવાની મળે તેવી સગવડો ભોગવવાનો અધિકાર તમને પણ મળવો જોઈએ. પણ એનો અર્થ એ નથી કે તમને એમના મહેલો સાંપડે. એ મહેલ સુખ માટે નથી. એમાં કદાચ આપણે ખોવાઈ જઈએ. જે સામાન્ય વસ્તુ ધનિકોને સાંપડે તે તમને સાંપડવી જોઈએ. જ્યાં સુધી એવું રાજતંત્ર ન હોય ત્યાં સુધી પૂર્ણ સ્વરાજ નથી એ વિષે મને લવલેશ પણ શંકા નથી. એ સ્વરાજ ક્યારે આવશે તે હું, તમે, કે કોઈ જાણતા નથી. આપણે સૌએ મેળવવા પ્રયત્ન કરવો રહ્યો.

## અલૌકિક સંસ્થા

મજૂર સંઘે જે કાર્ય કર્યું છે તે જેમ જેમ વખત જાય છે તેમ તેમ આખી દુનિયામાં પંકાતું જાય છે. જે લોકો પશ્ચિમમાંથી આવે છે, તેઓ તમારી વ્યવસ્થા અને તંત્રનો અભ્યાસ કરે છે અને આશ્ચર્યચકિત બને છે. એમને લાગે છે કે આ તો અલૌકિક સંસ્થા છે. એવી સંસ્થા બીજે કોઈ સ્થળે નથી. અહીંના મજૂરો પોતાના હક માટે મક્કમ છે. પ્રાણ પાથરવા પણ તૈયાર છે. મજૂરોને દોરનારા માલિકોનો કે ધનિકોનો દ્વેષ કરતા નથી. માલિકોના ભલામાં મજૂરોનું ભલું છે તથા માલિકોની શક્તિમાં મજૂરોની શક્તિ છે એમ સમજી તમે ચાલો છો તેથી તમે તરી આવો છો. બીજાઓ સમજી જ શકતા નથી કે અહીંના મજૂરો પોતાનું ભવિષ્ય કેમ ઘડી શકશે. મજૂરો અને માલિકો વચ્ચે ઉંદર બિલાડી જેવો મેળ છે એમ કેટલાક માને છે. એટલે માલિકો કેમ જાણે મજૂરોને ખાઈ જવાના હોયને? એ ભ્રમણા છે. માલિકો માત્ર રાક્ષસી વૃત્તિના છે એમ માનવું ભૂલભરેલું છે.

## મદનો નાશ થાવ

માલિકોને ધનનો મદ આવી જાય છે તો મજૂરો પણ મદરહિત નથી. તેમનામાં પણ સંખ્યાબળનો મદ હોય. તેમનામાં પણ તપોબળનો મદ હોય. **તેનો મદ નાશ થાવ તેમ આપણો પોતાનો મદ પણ નાશ થાવ.** આપણે એ પ્રયત્ન કરીએ છીએ ને તેમાં સફળ થયા છીએ, એમ હું છાતી ઠોકીને કહું છું. મને લાગ્યું છે કે અમદાવાદમાં એવા ઝેરી અને ભયંકર કલહ માલિક અને મજૂરો વચ્ચે

નથી. મજૂરો પોતાનું હિત ચાહતા છતાં માલિકો પ્રત્યે ઝઘડા કરતા નથી. હું ઇચ્છું છું કે, અમદાવાદમાં મજૂરો અને માલિકો વચ્ચે હમેશાં પ્રેમ રહે. તમને દોરનારાઓને કાંઈ આર્થિક સ્વાર્થ નથી. જગતમાં સ્વાર્થ વિનાનું કોઈ નથી. તેમનો સ્વાર્થ બીજા પ્રકારનો છે, તે પરમાર્થ છે. બધા પ્રત્યે શુભેચ્છા છે એ પણ સ્વાર્થ છે. તમને દોરનારાઓને સ્વાર્થ હોય તો તે આટલા પૂરતો જ છે કે તમારા સુખમાં તેઓ પોતાનું સુખ માને છે. તમે પાછલા વર્ષ કરતાં હવે ઘણી પ્રગતિ કરશો. તમારા નિવેદનમાં તમે, મહાસભા અને સરકાર વચ્ચે જે લડાઈ ચાલી તેનો ઈશારો કર્યો છે. બાર માસમાં દેશમાં જે ભારે જાગૃતિ આવી છે તેમાં તમે પણ આવ્યા છો. તમે તો તેનો સારામાં સારો લાભ મેળવ્યો છે. હવે પછીની પ્રગતિ છેલ્લાં દશ વર્ષ કરતાં વધારે હોવી જોઈએ.

### દારૂને ઝેર સમજી તજો

મદ્યપાન વિષે તમે અને ખાસ કરીને અંત્યજોએ સારી પ્રગતિ કરી છે તે જોયા કરું છું. જેલમાં પડ્યા પડ્યા પણ મને ખબર મળતા હતા ને સુખના ઘૂંટડા હું ઉતારતો હતો. પણ તમે એમ પણ જણાવો છો કે શરાબ વેચવાવાળા છૂપી ને ઉઘાડી રીતે શેરીએ શેરીએ શરાબ વેચે છે, તેથી તમારામાં જે પ્રથમ ત્યાગ આવ્યો હતો તે મોળો પડ્યો છે, એ જાણીને મને ખેદ થાય છે. તમે જો ખરેખર ઇરાદાપૂર્વક ત્યાગ કર્યો હતો તો તમને **મફત દારૂ મળે તો પણ ઝેર સમજીને તેને તજો. શરાબ પીવાથી કુટુંબો પાયમાલ થયાં છે.** જાદવકુળ જેવા ભવ્ય અને પ્રાચીન કુળનો કેવળ શરાબથી નાશ થયો છે. ઇરાદાપૂર્વક ત્યાગ કરો તો પછી લલચાવનારા

ગમે તે ધાંધલ કરે તોપણ તમે ન લલચાવ એમ હું ઇચ્છું છું. જેઓ લાલચમાં ફસાયા છે તેઓ વિચાર કરે અને મારી સૂચનાનો અમલ કરે એવી મારી માગણી છે, ઈશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

## ખાદી પહેરો

ખાદી વિષે તમે પ્રયત્ન કરો છો તે માટે ધન્યવાદ આપું છું. મારી આકાંક્ષા તો એવી છે કે તમારામાં કોઇ પણ ખાદી સિવાયનું કપડું શરીરે પણ ન અડાડો. તમારી સ્થિતિ ગરીબ ગણાય પણ તમને ખાવા ન મળે એવી તમારી સ્થિતિ નથી. ઘીનું ટીપું પણ ન મળે કે છાશ પણ ન મળે એવી તમારી સ્થિતિ નથી. પણ તમારા કરતાં અનેક કંગાલ દેશમાં પડ્યા છે. તેમને એક વખત ખાવા પણ નથી મળતું. કરોડોને કકડો રોટલોને ચપટી મીઠું પણ નથી મળતું. એવાને સારુ તમે ને હું શું કરીએ? વિચાર કરતાં મને ખાદીની કલ્પના થઈ. એમના હાથમાં એવું કાંઈ પણ સાધન મૂકવામાં આવે કે જેથી એમની આવકમાં વધારો થાય તો તે ખાદી અને રેંટિયો છે. તમારો સ્પષ્ટ ધર્મ છે કે તેમને ખાતર તમે ખાદી પહેરો, વખત મળે કાંતો, પરંતુ તમે આખા દિવસની મજૂરી પછી થાકી જાવ અને રેંટિયો ન ચલાવો એ હું સમજી શકું, પણ ખાદી પહેરો તો મને સંતોષ થશે. તમારા બાળબચ્ચાંના શિક્ષણ માટે તમે પૈસા ખર્ચો છો તેથી આનંદ થાય છે. આ સુંદર બાળકો તેના ફૂળ સમાં છે. તેમને જોઈને તે અંત્યજનાં બાળકો હશે એમ કોઇ માની શકે નહિ. અંત્યજ અને બીજાની વચ્ચે ઈશ્વરે ભેદ નથી રાખ્યો. જો તેમના પર હેત રાખવામાં આવે, તેમને તાલીમ આપવામાં આવે તો બીજા જેટલી

પ્રગતિ તેઓ પણ કરી શકે. તે તો કાંતી પણ શકે છે. ખાદીને અપનાવો જેથી તમારી આર્થિક સ્થિતિ સારી થશે, તેથી હિંદ તમને ધન્યવાદ આપશે.

## તમારી જવાબદારી

જે સ્વરાજની ઝંખના કરીએ છીએ તેમાં તમારી સ્થિતિ સારી હોવી જોઈએ. એવા રાજ્યતંત્રની યોજના કરવામાં આવી છે કે જેમાં તમને પણ તે ચલાવવાના હક મળે. તમને લાગે કે આ તંત્ર આપણું છે ને તે તંત્ર આપણે ચલાવીએ છીએ. એ બધું સમજો તો તમારી જવાબદારી કેટલી બધી રહે છે? તમે કમાઈને બેસી જાવ તેથી તમે લાયક છો, એમ દુનિયા કે હું નહિ માનીએ. તમારે એ સિદ્ધ કરવું પડશે. તમારે મન અને શરીરને કેળવવું પડશે. ચારે બાજુનું જ્ઞાન લેવા જેવી વસ્તુ છે. તમારામાં એવી ભાવના પેદા થાવ કે હિંદમાં શું ચાલે છે, રાજ્યતંત્ર કેમ ચાલે છે, જમીન મહેસૂલના કાયદા કેવા છે, હિંદમાં સંપૂર્ણ દારૂ વિષેની નીતિ કેવા પ્રકારની છે તે બધું જાણવાનું તમને મન થાય. એવી અનેક બાબતો જાણવાનું મન થાય તો "મજૂર સંદેશ" મોટું થાય.

## જીવનની આશા

મારા મનમાં હમેશાં તમારા વિષેની કલ્પનાઓ અને સ્વપ્નાં રહ્યા કરે છે. મને તમારી પાસે રહેવું અને વિચાર કરવાનું પસંદ પડે છે. જો હું તમારી સાથે ઓતપ્રોત થાઉં તો મને લાગવું જોઈએ કે તમે આ બધું જ્ઞાન સંપાદન કરો. હું તમારી પાસે રહેતો હોઉં તો મિલની વાતો ઉપરાંત હિંદનો વહીવટ પણ ડહોળતો હોઉં. એ બધાં મારાં સ્વપ્નાં છે. એ એક કે થોડાક માણસથી થાય નહિ. તમે રસ લો અને મદદ

કરો તો કાંઈક થઈ શકે. ઈશ્વર પાસે માગું છું કે **મારું જે સ્વપ્નું રહેલું છે કે કંગાલમાં કંગાલને સુખ મળે, અવકાશ મળે અને તેઓ હિંદના રાજ્યમાં ભાગ લેતા થાય** તેવું આ જીવનમાં જોઈ શકું. તમારા કાર્ય માટે તમને ધન્યવાદ આપું છું તમારી અને મારી વચ્ચેનો પ્રેમ દિવસે દિવસે વધતો જાય અને જે આશાઓ મેં બાંધી મૂકી છે તેને સફળ કરવા તમે પ્રયત્ન કરો.

[ 'મજૂર સંદેશ' તા. ૧૪-૩-૩૧ ]

## મધ્યપ્રાંતના મજૂરો વચ્ચે ગાંધીજી

મધ્યપ્રાંતના પ્રવાસ દરમિયાન પૂ. ગાંધીજીને બિલાસપુરમાં બી. એન. રેલ્વેના મજૂરોના પરિચયમાં આવવાનો પ્રસંગ મળ્યો હતો. એ પ્રસંગનો 'હરિજનબંધુ'માં જે વિગતવાર હેવાલ પ્રગટ થયો છે તે અત્રે ઉતાર્યો છે:

મજૂરોએ પણ હરિજન કાર્ય પ્રત્યે સહાનુભૂતિ બતાવી છે. બિલાસપુરમાં બી. એન. રેલ્વેના મજૂરોના સંઘે ગાંધીજીને બોલાવીને પાંચસોથી વધારેની થેલી આપેલી. મજૂરોએ પરસેવાની કમાણીમાંથી કંઈક ત્યાગ કરીને હરિજનોને માટે આટલા પૈસા આપ્યા એ જોઈને ગાંધીજીને આનંદ થયો. એ પ્રસંગે તેમણે મજૂરોને ઉદ્દેશીને નીચેનું ભાષણ કર્યું.

### મજૂરીમાં ગૌરવ

"તમારે જાણવું જોઈએ કે આજે કેટલાંએ વર્ષોથી મજૂરો જોડે મારો નિકટનો સંબંધ ચાલતો આવ્યો છે. મજૂરોની પાસે હું જાઉં ત્યારે ત્યારે તેઓ મને મજૂર તરીકે ઓળખે છે, ને પોતાનો ગણીને આવકાર આપે છે. આજ સુધી દુનિયામાં

બધે–દક્ષિણ આફ્રિકામાં શું કે હિન્દુસ્તાનમાં શું–મજૂરોએ મને પોતાનામાંનો એક ગણ્યો છે. તમને જાણીને આશ્ચર્ય થશે કે લૅંકેશાયરમાં ગયો ત્યાં પણ મજૂરોએ મને ઓળખ્યો. તેઓ સમજી ગયા કે હું તેમના જેવો જ એક મજૂર જ છું ને મજૂર સ્ત્રીપુરુષો હજારોની સંખ્યામાં મને વીંટળાઈ વળ્યાં. મારા અને તમારામાં એટલો ફેર અવશ્ય છે કે હું **સ્વેચ્છાએ મજૂર થયેલો છું, જ્યારે તમે મજૂર છો પણ બની શકે ત્યારે માલિક બનવા ઇચ્છો છો.** મેં જોઈ લીધું કે માલિક બનવામાં ફાયદો નથી. દુનિયામાં ઘણા માણસો માલિક ન થઈ શકે. હું જો માલિક બન્યો હોત તો આજે ગરીબોના સુખદુઃખમાં ભાગ લઈ શકું છું તેમ ન લઈ શકત, એટલે મેં વિચાર્યું કે મજૂર રહેવું જ સારું. આપણે **મજૂર રહી મજૂરીમાં દુઃખ ન માનતાં સુખ માનીએ, મજૂરીમાં રહેલું ગૌરવ ઓળખીએ અને મજૂર રહેવા છતાં માલિક જેવા સ્વતંત્ર બનીએ તો બેડો પાર પડે.** મજૂરજીવનનો આરંભ મેં દક્ષિણ આફ્રિકાથી શરૂ કર્યો ને ત્યારથી એ રહેણી ટકાવી રાખી છે તેથી મજૂરો અને ખેડૂતો-ને મળતાં ને તેમનામાં ભળી જતાં મને ક્ષણ પણ નથી જતી. હરિજનોની સેવાને માટે તમે આ થેલી આપી એ યોગ્ય જ કર્યું છે.

### હરિજનોનું દુઃખ

"હરિજન ભાઈઓને જેટલાં કષ્ટ વેઠવાં પડે છે તેટલાં બીજાં કોને વેઠવાં પડે છે? બીજા મજૂરો કદી ધન સંઘરીને માલિક બને, તેમને સમાજમાં ક્યારેક સારું સ્થાન મળે પણ હરિજન એ આશા કદી ન રાખી શકે. એ તો જન્મથી મૃત્યુ સુધી હરિજન જ રહે છે, તેને આખી જિંદગી બહિષ્કૃત રહેવું પડે

છે. તેને રહેવાનું ગામની બહાર અલગ, તે બીજા જોડે ભળી ન શકે. ભગવાનનું આપેલું પાણી પણ તે કૂવેથી ભરી ન શકે. તેથી મજૂર સંઘને મારી પ્રથમ વિનતિ એ છે કે તમે તમારામાં ને હરિજનોમાં ભેદભાવ ન રાખો. આ વાત તમને જાણી-બૂજીને કહું છું, કેમકે અમદાવાદમાં જે મજૂર મહાજન છે તેની જોડે મારો જેટલો નિકટ સંબંધ છે તેટલો બીજા મજૂરો જોડે નથી. એ મજૂરોમાં હરિજનો અને બીજા વચ્ચેનો ભેદભાવ છે. હરિજન ને ઇતરજન એ ભેદ મજૂરોએ ભૂલવો જોઈએ. મારો વિશ્વાસ છે કે **ઈશ્વરની ઇચ્છા હશે તો, મજૂરો મારફતે આપણે સર્વ કોમોનું ઐક્ય સાધી શકીશું.** મજૂરોમાં તે હિન્દુ, મુસલમાન, સવર્ણ, હરિજન, ખ્રિસ્તી, પારસી, યહુદી, એવા ભેદ હોઈ શકે ખરા? એવા ભેદ પડ્યા છે તે શરમની વાત છે. તમારું સૌનું કષ્ટ સર્વ સામાન્ય છે. મજૂરોમાં વર્ણ-ભેદ નથી એટલે તમે મજૂરો ભેદભાવ ભૂલો ને હરિજનોને અપનાવો. હરિજનોને અપનાવશો તો તમે સૌ એક થશો. અસ્પૃશ્યતા મટી જશે તો હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી, એક થઈને હળીમળીને રહેતા થશો.”

[‘મજૂર સંદેશ’ તા. ૧૪–૧૨–૩૩]

## મજૂરો ઉદ્યોગના ભાગીદારો છે

મલબારના હરિજનપ્રવાસ પછી ગાંધીજીએ એક દિવસ મદુરામાં ગાળ્યો. મદુરાના મજૂરોને ઉદ્દેશીને તેમણે કહેલા શબ્દો આપણને પણ તેટલા જ લાગુ પડે છે. દિવસને અંતે થયેલી મજૂરોની સભા ભારે શાંત અને વ્યવસ્થિત હતી અને અમદાવાદના મજૂરોની વ્યવસ્થિત સભાઓની ગાંધીજીની યાદ

તાજી કરાવતી હતી. પ્રવાસ દરમ્યાન જોયેલી અનેક ઘોંઘાટવાળી સભા કરતાં આ જુદી જાતની વ્યવસ્થિત સભા હતી. પોતપોતામાંથી નાનાં ઉઘરાણાં કરીને એક નાનકડી 'પર્સ' ગાંધીજીને આપીને મજૂરોએ હરિજન કાર્ય પ્રત્યેની પોતાની સહાનુભૂતિ પ્રગટ કરી હતી. ગાંધીજીએ તેમને પોતાના સાથીમજૂરો કહીને સંબોધ્યા અને તેમ કરવાનું કારણ સમજાવ્યું.

### મજૂર બન્યો

"હું સ્વેચ્છાથી મજૂર બન્યો છું અને તેથી તમને મારા સાથી મજૂરો તરીકે સંબોધું છું. હું જ્યારે ત્રેવીસ વર્ષની ઉંમરનો હતો ત્યારે દક્ષિણ આફ્રિકામાં બાલસુંદરમના પરિચયમાં આવ્યો. બાલસુંદરમ એક ગિરમીટિયા મજૂર હતો. એનો કેસ લડવાનું મને સદભાગ્યે પ્રાપ્ત થયું. તેની પાસેથી મને મજૂરોની અનેક મુસીબતો ને દુઃખો વિષે ઘણું જાણવા મળ્યું અને તે દિવસથી મજૂરોની અને મારી વચ્ચે ગાંઠ બંધાઈ. આ ગાંઠ દિવસે દિવસે મજબૂત થતી ગઈ અને હું મજૂરોમાંનો એક બન્યો. જો કે હું તેમના જેવો ગિરમીટિયા મજૂર ન હોતો બની શકયો, છતાં તેઓ સમજ્યા હતા કે હું તેમનામાંનો જ એક છું. આ કારણથી જ હું મારી જાતને મજૂર કહીને જ ઓળખાવું છું."

### સંપૂર્ણ સમાનતા કેળવો

ગાંધીજીએ વધુ બોલતાં મજૂરોમાં રહેલી ઊંચનીચની ભાવના નાબૂદ કરવા જણાવ્યું, અને કહ્યું કે "તમારે દરેક મજૂરને તમારા જેવો જ અને સગા ભાઈ જેવો જ ગણવો જોઈએ. જો એ સ્થિતિમાં તમે પહોંચો તો દેશના હિતમાં અને તમારા પોતાના હિતમાં તમે તમારું બળ કેટલું વધારી

શકો છો તેની તમને તરત જ સમજ પડે. આ શુદ્ધિના યજ્ઞમાં તમે પણ મદ્ય-માંસનો, જુગાર તથા ખોટાં ખરચો અને દેવાનો ત્યાગ કરી ફાળો આપી શકો. તમારી વચમાં જો મુસલમાન મજૂરો હોય તો તેમની સાથે પણ સંપૂર્ણ સમાનતા અને પ્રેમથી વર્તજો અને રહેજો.

## ભાગીદારની ફરજ સમજો

"તમે જે કામ કરો છો તેમાં પણ તમારે રસ લેવો જોઈએ એ તમારી ફરજ છે. જેમ માલિકની પાસે સારા વર્તન, પૂરતો પગાર ને સુંદર સગવડો માગવાનો તમને સંપૂર્ણ અધિકાર છે તેમ તમને મળતી મજૂરી બદલ તમે પ્રામાણિકપણે સંતોષ-કારક કામ આપો, એવી તમારી પાસે આશા રાખવામાં આવે છે. જો તમે થોડો વિચાર કરશો તો તમને જણાશે કે એક વ્યક્તિગત કારખાનામાં તમે મજૂર તરીકે જોડાવ છો તેથી એ કારખાનામાં પૈસા, મૂડી રોકનાર માફક તમે પણ એ કાર-ખાનાના ભાગીદાર બનો છો. જેમ ધાતુના સિક્કા એ સંપત્તિ છે, તેમ મજૂરી પણ વાસ્તવિક રીતે સંપત્તિ જ છે. જેમ થોડા ઘણા પૈસાદારો અમુક કારખાનામાં પૈસા રોકે છે, તેમ તમે તમારી મજૂરી રોકો છો. તેથી જેમ પૈસા વગર તમારી મજૂરી કંઈ કામ ન લાગે તેવી જ રીતે મજૂરી વગર આખી દુનિયા ઉપરનું ધન પણ નકામું જ ગણાય. તેથી તમે જે કારખાનામાં કામ કરતા હો તેને તમારું પોતાનું ગણીને કામ કરવું જોઈએ ને એમાં કામ કરવા બદલ મગરૂરી લેવી જોઈએ. એ રીતે **એક બાજુ તમે ઉદ્યોગના ભાગીદારો તરીકે તમારા હકો સ્થાપિત કરતા જશો અને બીજી બાજુ પ્રામાણિકપણે કામ કરીને તમારી શક્તિનો ઉદ્યોગને લાભ આપશો."**

['મજૂર સંદેશ' તા. ૮-૨-૩૪]

## મજૂરોની સ્થિતિ

હિંદુસ્તાનની આગળ અત્યારે બે માર્ગ છેઃ

(૧) કાં તો પશ્ચિમનું ધોરણ દાખલ કરવું, એટલે કે બળિયાના બે ભાગ એ સૂત્રને સ્વીકારવું. એટલે હથિયાર બળ એ સાચું; સાચું એ જ હથિયાર બળ એમ નહિ; (૨) અને કાં તો પૂર્વનું ધોરણ માન્ય રાખવું. તે એ છે કે ધર્મ ત્યાં જય, સાચને આંચ જ નથી. નબળા સબળા બધાને ન્યાય મેળવવાનો એક સરખો હક છે.

મજૂરવર્ગથી આ પસંદગીની શરૂઆત થવાની છે. મજૂરો મારફાડ કરીને વધારો મેળવી શકે તો તે મેળવે?

ગમે તેવો તેમનો હક હોય તેમ છતાં તેઓનાથી મારફાડ તો ન જ થાય. મારફાડ કરીને હકો મેળવવાનો રસ્તો સહેલો તો જણાય છે પણ આખરે તે અઘરો થઈ પડે છે. જેઓ તલવાર વાપરે છે તેઓ તલવારથી જ મરે છે. તારાનું મરણ પાણીમાં જ ઘણે ભાગે થાય છે.

### ધન કરતાં ધર્મ ચઢે

યૂરોપની દશા તપાસો. ત્યાં કોઈ સુખી જ નથી જોવામાં આવતું, કેમકે કોઈને સંતોષ જ નથી. મજૂરોને માલિકોનો વિશ્વાસ નથી, માલિકને નથી મજૂરનો. બન્નેમાં એક પ્રકારની પ્રવૃત્તિ છે, જોર છે. પણ તે તો પાડામાં યે છે. તેઓ મરે ત્યાં સુધી વઢ્યા જ કરે છે. બધી ગતિ તે પ્રગતિ નથી. યુરોપની પ્રજા ઊંચે ચડતી જાય છે એમ માનવાનું આપણે કાંઈ જ કારણ નથી. તેમની પાસે દ્રવ્ય છે એટલે નીતિ છે, ધર્મ છે એવું નથી. દુર્યોધનની પાસે ઘણું દ્રવ્ય હતું પણ તે વિદુર, સુદામા,

કરતાં રંક હતો. વિદુર, સુદામાને આજે જગત પૂજે છે. દુર્યોધનનું નામ તેના દુર્ગુણોનો ત્યાગ કરવાને ખાતર જ આપણે લઈએ છીએ.

ત્યારે આપણે શું કરવું? મુંબઈમાં મજૂરોએ ભારે જોર વાપર્યું. મને તેઓની બધી હકીકત જાણવાની તક નથી મળી, પણ મેં એમ તો જોયું કે તેઓ વધારે સારી રીતે લડી શકયા હોત. માલિકોનો વાંક પૂરો હશે. સામાન્ય રીતે કહી શકાય કે માલિક-મજૂરના ઝગડામાં ઘણે ભાગે માલિકોમાં વધારે અન્યાય હશે. પણ જ્યારે મજૂરોને પોતાના બળનું પૂરું ભાન આવે ત્યારે મજૂરો માલિક કરતાં વધારે અન્યાય કરે એ હું સમજી શકું છું, જોઈ શકું છું.

મજૂરોમાં જો માલિક જેટલું જ્ઞાન આવી જાય તો મજૂરની શરતે જ માલિકે કામ કરવું પડે. એવું જ્ઞાન મજૂરોમાં કોઈ દહાડો ન આવે એ તો સ્પષ્ટ છે. તેવે સમયે મજૂર મજૂર મટી શેઠ જ થાય. માલિકો કેવળ પૈસાના બળ ઉપર ઝૂઝતા નથી. તેમનામાં અક્કલ, કળા, વગેરે રહ્યાં જ છે.

## ન્યાયથી જય

એટલે સવાલ આપણી પાસે એ જ રહ્યો છે કે, મજૂરો જેવા છે તેવા જ રહેતા છતાં, તેઓમાં કંઈક વિશેષ ભાન આવતા છતાં તેઓએ કઈ રીતે વર્તવું. મજૂરો પોતાની સંખ્યા અથવા તો પોતાના બાહુબળ ઉપર એટલે મારફાડ ઉપર આધાર રાખે તો તેઓ આપઘાત કરશે, ને તેઓ દેશના ઉદ્યોગોને નુકસાન પહોંચાડશે. **જો તેઓ કેવળ ન્યાય ઉપર ઊભી ન્યાય મેળવવા દુઃખ જ સહન કરશે તો તેઓ હમેશાં જય મેળવશે,** એટલું જ નહિ, પણ માલિકોને

સુધારશે, ઉદ્યોગો વધારશે અને માલિક-મજૂર બંને એક કુટુંબના થઈ રહેશે.

## મજૂરોની જરૂરિયાત

મજૂરોની સ્થિતિ વિચારતાં આટલાં તત્ત્વોનો સમાવેશ થવો જ જોઈએ:

(૧) મજૂરોને નિરાંતનો વખત બચે એટલા જ કલાક કામ હોવું જોઈએ.

(૨) તેઓને પોતાને કેળવણી મળે એવું સાધન હોવું જોઈએ.

(૩) તેઓનાં બાળકોને પૂરતું દૂધ, પૂરતાં કપડાં, ને પૂરતી કેળવણી મળવાનું સાધન હોવું જોઈએ.

(૪) મજૂરોને રહેવાનાં ઘર સ્વચ્છ હોવાં જોઈએ.

(૫) મજૂરો ઘરડા થાય ત્યારે તેઓ નભી શકે એટલું તેઓ બચાવી શકે એવી સ્થિતિ હોવી જોઈએ. આમાંની એકે શરત આજે પળાતી નથી. તેમાં બંનેનો દોષ છે. માલિકો માત્ર મજૂરીની સાથે જ સંબંધ રાખે છે. મજૂરનું શું થાય છે તેની તેમને દરકાર નથી. ઓછામાં ઓછો પગાર આપી વધારેમાં વધારે મજૂરી લેવામાં જ તેના પ્રયોગો સામાન્ય રીતે સમાયેલા હોય છે. મજૂર વધારેમાં વધારે પગાર મેળવી ઓછામાં ઓછું કામ કેમ કરે એવી યુક્તિઓ રચે છે.

તેથી મજૂરોને વધારા મળે છે છતાં કામમાં સુધારો થતો નથી, બંને વચ્ચે સંબંધ નિર્મળ નથી થતો ને વધારાનો સદુપયોગ મજૂરો નથી કરતા.

## મજૂરના મિત્ર

આ બંને પક્ષ વચ્ચે એક ત્રીજો પક્ષ ઉત્પન્ન થયો છે. તેઓ મજૂરના મિત્રો બન્યા છે. એ પક્ષની જરૂર છે. તેઓમાં જેટલે

અંશે કેવળ મિત્રભાવ છે, કેવળ પરમાર્થ દૃષ્ટિ છે તેટલે અંશે જ તેઓ મજૂરના મિત્ર બની શકે.

હવે સમય એવો આવે છે કે જ્યારે મજૂરોને અનેક રીતે સોગઠીની જેમ વાપરવાના પ્રયત્નો થશે. આ સમય રાજ્ય પ્રકરણી વિષયમાં પડનારને વિચારવા જેવો છે. તેઓ શું કરશે? પોતાનો સ્વાર્થ જોશે કે મજૂરોની ને કોમની સેવા કરશે? મજૂરને મિત્રોની જરૂર છે. મજૂરો આધાર વિના આગળ નહિ જઈ શકે. તે આધાર આપનાર માણસો કેવા છે, તે ઉપરથી મજૂરોની સ્થિતિ આંકી શકાશે.

'સ્ટ્રાઈક' પાડવી, કામ બંધ કરવું, હડતાલ પાડવી એ ચમત્કારી વસ્તુ છે; પણ તેનો દુરુપયોગ કરવો તે કઠિન નથી. મજૂરોએ મજબૂત યુનિયનો–સંઘ બાંધવા જોઈએ ને સંઘની પરવાનગી વિના હડતાલ ન જ પડાય. હડતાલ પાડ્યા પહેલાં માલિકોની સાથે મસલત પણ કરવી જોઈએ. જો માલિકો પંચ નીમે તો પંચનું તત્ત્વ દાખલ કરવું જોઇએ, ને પંચ નીમાય તો તેનો ઠરાવ માલિક મજૂર બંનેએ ગમે તેવો લાગે છતાં કબૂલ કરવો જોઈએ.

"નવજીવન"ના વાંચનાર! તમે જો મજૂરની સ્થિતિ કેળવવામાં રસ લેતા હો, તમે મજૂરના મિત્ર બનવા માગતા હો, તો તમે ઉપલા વિચારોમાંથી જોઈ શકશો કે તમારી પાસે એક જ ધોરી માર્ગ છે; બન્ને પક્ષ વચ્ચે કૌટુંબિક ભાવના પેદા કરી મજૂરોને ચઢાવવા. તેમ કરવા સારુ **સત્યાચરણ જેવો બીજો ચોકખો રસ્તો નથી. મજૂરને વધારે પગાર મળે તેથી તમે સંતોષ નહિ પામો. મજૂર તે કયે સાધને**

મેળવે છે, તે મળેલા વધારાનો શો ઉપયોગ કરે છે એ પણ તમે તપાસશો.

[ 'નવજીવન' તા. ૮-૨-૨૦ ]

## અમદાવાદમાં મિલમાલિકો અને કામદારો

અંગ્રેજીમાં કહેવત છે કે જેનો અંત સારો છે એ બધું સારું જ ગણાય. એ ન્યાયે માલિકો અને મજૂરો વચ્ચે ક્ષણભર ભેદ ઉત્પન્ન થયો અને કામદારોએ હડતાલ પાડી એ વાત તેઓ અને પ્રજા થોડા સમયમાં ભૂલી જશે. એ હડતાલનાં શુભ સ્મરણો રહી જશે. કામદારોએ ધીરજ, દ્રઢતા, વિવેક વગેરે ગુણો સારી રીતે ખીલવ્યા, એમ નિર્ભયતાથી કહી શકાય. તેઓએ દારૂ છોડવાનો પણ સારો પ્રયત્ન કર્યો ગણાય.

### શાંતિ માટે ધન્યવાદ

બેય પ્રસંગો શાંતિના વિરોધી હતા. એક તો એ કે બાર મિલો ચાલતી હતી; અને બીજો એ કે થ્રોસલ ખાતાના કામદારોએ જ હડતાલ પાડેલી. બીજાઓ પોતાના વાંક વિના કામધંધા વગર થઈ બેઠા. છતાં તેઓ તરફથી કાંઈ દબાણ થયું નથી અને આખો સમય શાંતિ જળવાઈ રહી. એને સારુ કામદારોને જેટલો ધન્યવાદ અપાય તેટલો ઓછો છે.

પણ મિલના માલિકોનો પણ એ શાંતિ જાળવવામાં ભાગ હતો એમ કબૂલ કરવું જ જોઈએ. તેઓ ધારત તો શાંતિનો ભંગ કરી શકત અથવા કરાવી શકાત. કામદારો અડગ રહ્યા હોત તો યે માલિકો શાંતિ જાળવવાનું કામ ઘણું મુશ્કેલ કરી શકત એ ચોક્કસ છે. તેને બદલે માલિકો પણ આ હડતાલનો

અંત કેમ જલ્દી આવી શકે એવા વિચારમાં હતા. તેથી આ હડતાલનો અંત દસ દહાડાની અંદર આવી શક્યો.

## વખત, પૈસાનો સદુપયોગ

મારી ઉમેદ છે કે કામદારો બરાબર વગર સંકોચે કામ ઉપર ચડી જશે અને પોતાના શેઠોને પૂરેપૂરો સંતોષ આપશે. જે વધારો પગારમાં તેઓને પંચે અપાવ્યો છે એ વધારાનો તેઓ સદુપયોગ કરે. ઘણા માલિકોને તે વિષે રહેલો ભય તેઓ દૂર કરશે. જેમ પગાર વધ્યો છે તેમ કામ કરવાના કલાક ઘટ્યા છે. આ બચેલા વખતનો મજૂરોએ સારામાં સારો ઉપયોગ કરવો ઘટે છે અને આગળના કરતાં વધારે કાળજી વાપરી જેટલું કામ તેઓ બાર કલાકમાં કરી શકતા તેટલું જ લગભગ દસ કલાકમાં આપી તેઓ પોતાની લાયકાત સિદ્ધ કરશે.

## પંચનું તત્ત્વ

માલિકોને હું વિનંતિ કરું છું કે, તેઓ મજૂરો તરફ વધારે ઉદાર બની તેઓને પોતાના કરી લેશે. જો આ પ્રમાણે બંને પક્ષ તરફથી એક જ દિશામાં ગતિ થાય તો મતભેદ કે કડવાશ થવાનું જરા યે કારણ નહિ રહે. આ હડતાલમાંથી એક સુંદર તત્ત્વ પેદા થયું છે તે પંચનું છે. મજૂરો હવે પછી જરાએ હડતાલ નહિ પાડે, પણ જ્યારે જ્યારે તેમની વચ્ચે અને માલિકોની વચ્ચે મતભેદ થાય, ત્યારે ત્યારે તેઓ અને માલિકો પંચની જ મારફત ફેંસલા કરાવશે. આ તત્ત્વ જો ઘર કરી જાય તો આપણે કોઈ કાળે અમદાવાદમાં, મિલોમાં, અશાંતિનો ભય રાખવાપણું રહેશે નહિ.

## ખાનદાની ઉપર આધાર

એવી જાતના ઠરાવ તો બંને પક્ષે કર્યા છે પણ ઠરાવની કિંમત ઠરાવ કરાવનારાઓના ભવિષ્યના વર્તન ઉપર જ આધાર રાખે છે. તેમાં કયાંય કાયદો તેઓને ફરજ પાડી શકતો નથી, એમાં બંને પક્ષની પ્રામાણિકતા ઉપર અને ખાનદાની ઉપર જ આધાર રહેલો છે. તેથી પંચના તત્ત્વ કરતાં પણ મજૂરપક્ષે અદબ અને વિનય જાળવવાં. માલિક પક્ષે મજૂરો ઉપર પિતાનો ભાવ રાખવો, એટલે હડતાલનો અથવા તો પંચ નીમવાનો પણ અવસર નહિ આવે. મજૂરોએ સમજી લેવું જોઈએ કે તેઓની માગણીઓમાં જ્યાંસુધી વાજબીપણું રહેલું છે ત્યાં સુધી જ તેઓ પૂજ્ય અનસૂયાબહેન અથવા તો ભાઈ શંકરલાલ બેંકરની સેવા લઈ શકે છે. પણ એઓનો યે અંતિમ ઉદ્દેશ તો એ જ છે કે તેઓની સેવા લેવાનો પણ મજૂરપક્ષને વખત ન રહે.

## આંતરિક સુધારણા

આવું શુભ પરિણામ આવી શકે જો કામદારોની આંતરિક સ્થિતિ સુધારવા તરફ સર્વેનું ધ્યાન દોરાય, તે તરફ વધારે મહેનત કરી શકાય. હિંદુસ્તાનમાં ચોમેર અત્યારે આવા પ્રકારનાં કામ થવાની પૂરેપૂરી જરૂર છે. જાગૃતિ આવી છે, જુસ્સો વધ્યો છે, બળ વધ્યું છે, પણ જો આ બધી શક્તિનો વિવેકપૂર્વક સદુપયોગ ન થાય તો ઘણાએ ધોધ જેમ કાંઈપણ ઉપયોગ વિના વેરાઈ જાય છે તેમ આ શક્તિ પણ વેરાઈ જવાની અને કેટલીક વેળા જેમ ધોધ આડા ફાટે ત્યારે નુકસાન કરે તેમ આ શક્તિ પણ નુકસાનકારક નીવડી શકે છે. મજૂરોએ પોતાની

આંતરિક સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરવો ઘટે છે એ તો કહેવાપણું હોય જ નહિ પણ તેમાં માલિકો પૂરો રસ લેશે અને મજૂરોને મદદ કરશે એવી મારી ઉમેદ છે. તેમાં તેઓનો સ્વાર્થ પણ સમાયેલો છે; અને જ્યાં સ્વાર્થ અને પરમાર્થ સાથે રહી શકે છે ત્યાં સુંદરમાં સુંદર પરિણામો આવ્યાં છે એવો જગતનો અનુભવ ભલે માલિકોનો અને મજૂરોનો .થાઓ.

[ 'નવજીવન' તા. ૨૩–૫–૨૦ ]

## મજૂરી પણ મૂડી જ છે

[ સને ૧૯૩૪ના હરિજનપ્રવાસ સમયે હુબલીમાં અપાયેલા માનપત્રનો 'હરિજનબંધુ'માં પ્રગટ થયેલો અહેવાલ ]

હુબલીમાં એક માનપત્ર રેલ્વે કામદારોનું હતું જેમાં હરિજન પણ હતા. એ માનપત્રમાં એક ફરિયાદ હતી કે બેકારીના સંકટનિવારણની એ લોકોએ માગણી કરેલી, પણ મૂડીનો પ્રભાવ બહુ પડે એટલે કોઈએ એમનો ભાવ પૂછ્યો નહિ. ગાંધીજીએ કહ્યું કે હું નાનપણથી મજૂર વચ્ચે રહેલો છું એટલે હું તમારો સાથી છું. તમારે હિંમત હારવી નહિ, આત્મવિશ્વાસ ખોવો નહિ અને મૂડીવાળા આગળ નિરુપાયપણું અનુભવવું નહિ. મજૂરી પણ એક જાતની મૂડી જ છે. મૂડી સિક્કારૂપે હોય એવું કંઈ જ નથી. પ્રાચીન સમયમાં પશુનાં ધણ ધનરૂપ ગણાતાં. મજૂરી શ્રમજીવીનું ધન છે એટલે ફેર હોય તો પ્રકારનો નહિ માત્ર પ્રમાણનો જ છે. ધનપતિ પાસે હજારો રૂપિયા હોય છે અને મજૂર આગળ મજૂરી હોય છે, જેનાથી તે દિવસના આઠ આના પામે છે. પણ પચાસ હજાર

મજૂરની મજૂરી ભેગી કરીએ તો એક દિવસમાં એની ૨૫૦૦૦ રૂ. ની મૂડી થાય. એવા દાખલા પણ આપી શકાય, કે અમુક પરિસ્થિતિમાં ધનપતિને મજૂર ના મળે તો તેના સોનૈયાની કાંઈ કિંમત ન રહે, પણ એક મજૂરની મજૂરી અમૂલ્ય થઈ પડે. એટલે મજૂર સંપીને રહે તો તે પણ માલિક જેવા જ ધનપતિ બની શકે. એટલે શેઠ ને ચાકર બેઉ પરસ્પર અવલંબી છે. બેઉ પક્ષ પોતાની મર્યાદા સમજે તો ફરિયાદનું કારણ જ ન ઉદ્ભવે. આ જે કહ્યું તે હરિજનને તો બેવડું લાગુ પડે. એને પોતાની શક્તિનું ભાન થાય તો એની આર્થિક પ્રગતિને કોઈ પણ પાર્થિવ શક્તિ ન રોકી શકે.

['મજૂર સંદેશ' તા. ૨૨–૩–૩૪]

## મૂડી અને મજૂરી

સ્નાતકનો બીજો પ્રશ્ન નીચે પ્રમાણે છે.

"હાલના જમાનામાં યંત્રથી ચાલતા સઘળા ધંધાઓમાં મૂડીવાળાઓ બીજા લોકોની મજૂરી ભાડે લઈને મોટા નફાઓ ઉત્પન્ન કરે છે અને તેઓ આમ વર્ગના ભોગે એશઆરામ કરે છે. એ સ્થિતિ દુનિયાને આગળ ધપાવે છે કે પાછળ તે સમજાવશો. ચીનના એક રાજાએ એક માણસને કહ્યું કે, **જો કોઈ પણ માણસ મારા રાજ્યમાં નકામો બેસી રહી, દિવસ ગાળે તો તેને બદલે બીજા કોઈ પણ માણસને તેના વતી તેના નિર્વાહ પૂરતી વધારે મજૂરી કરવી પડે તેમાં સંશય નથી.** એ પ્રમાણે મૂડીવાળાઓ આમવર્ગની મજૂરી ઉપર જ જીવે છે અને

સામાન્ય પ્રજાને તેમની વતી મૂડીવાળાના ગુજરાનની ખાતર વધારે મજૂરી કરવી પડે છે.

મૂડી ને મજૂરનો ભેદ આ જમાનાનો જ નથી. પ્રાચીન કાળથી ચાલતો આવેલો આ ભેદ છે. આ યુગમાં તેણે તીવ્ર સ્વરૂપ પકડયું છે કેમકે મજૂરવર્ગમાં ભારે જાગૃતિ આવી છે. વળી આ યુગમાં મૂડીવાળાઓની સંખ્યામાં વધારો થયો છે ને મૂડીવાદે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે. પૂર્વે મૂડીવાળાઓમાં મુખ્યત્વે રાજા હતો અને તેના સંબંધમાં આવનારા થોડા બીજાઓ; જ્યારે હાલ મૂડીવાળાઓનો રાફડો ફાટ્યો છે. એવી સ્થિતિથી દુનિયા આગળ ચાલે છે, એમ તો કહી જ કેમ શકાય? પણ આ સ્થિતિ સુધારવાનો રસ્તો મૂડીવાળાનો દ્વેષ કરીને એટલે એમની ઉપર બળાત્કાર કરીને નીકળી શકવાનો નથી. મૂડી અને મજૂરી એ બન્ને વત્તાઓછા પ્રમાણમાં રહેશે જ, એમ મારી માન્યતા છે. મનુષ્ય પ્રયત્નથી બન્નેની વચ્ચેનો વિરોધ ઘણે અંશે ટાળી શકાય એમ હું માની શકું છું. સ્નાતકે ટાંકેલું ચીનના રાજાનું વચન સોનામહોર જેવું છે. જગતમાં એક પણ માણસ નકામો બેઠો રહે તેનો બોજો કોઈએ તો ઉપાડવો જ પડે છે, તેથી એક ક્ષણ પણ નકામા બેસી રહેવામાં પાપ છે. એટલું આપણે સમજી જઈએ તો ઘણી મુંઝવણોમાંથી નીકળી જઈએ અને જેમ કોઈએ નકામા બેસી રહેવું અયોગ્ય છે તેમ જ કોઈએ પોતાની હાજત ઉપરાંત લેવું કે સંઘરવું તે પણ અયોગ્ય છે. જ્યાં જ્યાં ભૂખમરો વર્તે છે તેનું પણ એ જ કારણ છે.

['નવજીવન' તા. ૧૫–૭–૨૮]

**શ્રી જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળાનાં**

# અન્ય પ્રકાશનો

| | |
|---|---|
| સત્યાગ્રહી ગેરીસન ... ... | ૧-૦-૦ |
| સહાયવૃત્તિ ... ... | ૧-૪-૦ |
| આપણો આર્થિક પ્રશ્ન... ... | ૧-૦-૦ |
| જપજી ... ... ... | ૦-૬-૦ |
| ચીનનો અવાજ ... ... | ૦-૮-૦ |
| જાતે મજૂરી કરનારાઓને ... | ૦-૩-૦ |
| ભિક્ષુનું જીવન ... ... | ૦-૧૦-૦ |
| મારી વ્યાપક કેળવણી... ... | ૧-૪-૦ |
| સો ટકા સ્વદેશી ... ... | ૧-૪-૦ |
| સાચી જીવનકળા ... ... | ૦-૨-૦ |
| વેરની આગ... ... ... | ૦-૨-૦ |
| સાચી મજૂર ચળવળનાં મૂળતત્ત્વો | ૦-૨-૦ |
| સાચી કેળવણી ... ... | ૦-૪-૦ |
| લોભનો થોભ ... ... | ૦-૨-૦ |
| બે ડોસાની જાત્રા ... ... | ૦-૨-૦ |
| શ્રમણ નારદ ... ... | ૦-૨-૦ |

**મેળવવાનાં સ્થળ :**

૧ મજૂર ઑફિસ, લાલદરવાજા-**અમદાવાદ**

૨ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય-**અમદાવાદ**

મુદ્રક અને પ્રકાશક: ત્રિભુવનદાસ લ૦ ઠક્કર
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ-**અમદાવાદ.**